# જાગ્યા ત્યાંથી સવાર

રમાબહેન દેસાઈ





પ્રૌઢશિક્ષણ તાલીમ અને સંશોધનકેન્દ્ર
ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ-૩૮૦૦૧૪

# જાગ્યા ત્યાંથી સવાર

રમાબહેન દેસાઈ

[ભારત સરકાર દ્વારા પુરસ્કૃત]






પ્રૌઢશિક્ષણ તાલીમ અને સંશોધન-કેન્દ્ર,
ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ-૩૮૦ ૦૧૪

## અનુક્રમણિકા




કિંમત રૂપિયા ૩-૦૦





પ્રથમ આવૃત્તિ, પ્રત : ૫,૦૦૦, ડિસેમ્બર ૧૯૮૦
ચોથુ પુનર્મુદ્રણ, પ્રત : ૭૫,૫૦૦, મે ૧૯૮૭
કુલ પ્રત : ૧,૪૦,૫૦૦

પ્રકાશક :
વિનોદભાઈ રેવાશંકર ત્રિપાઠી
મંત્રી, ગૂજરાત વિદ્યાપીઠ,
અમદાવાદ – ૩૮૦ ૦૧૪

મુદ્રક :
જિતેન્દ્ર ઠાકોરભાઈ દેસાઈ
નવજીવન મુદ્રણાલય
અમદાવાદ–૩૮૦ ૦૧૪

## આશીર્વચન

ગૂજરાત વિદ્યાપીઠ સંચાલિત પ્રૌઢશિક્ષણ તાલીમ અને સંશોધન-કેન્દ્રનાં નિયામક શ્રીમતી રમાબહેન દેસાઈ લિખિત 'જાગ્યા ત્યાંથી સવાર' નામની પ્રૌઢો માટે લખેલી પુસ્તિકાનો આમુખ લખતાં આનંદ થાય છે. આ પુસ્તિકાનાં લેખિકા બહેનને ભારત સરકાર યોજિત નવશિક્ષિતો માટેની સાહિત્ય-સ્પર્ધામાં રાષ્ટ્રીય પુરસ્કાર મળ્યો છે; આ જ આ પુસ્તિકાનું સાચું મૂલ્યાંકન છે.

પુસ્તિકામાં જે વિધવિધ વાનગીઓ પીરસી છે તે પ્રૌઢોને અને અન્ય ગ્રામજનોને અંધશ્રદ્ધા, વહેમ અને વ્યસનોમાંથી મુક્તિ આપવામાં મદદરૂપ થશે એ નિઃશંક છે. વહેમમુક્તિની એક સત્ય ઘટના ઘણું ઘણું કહી જાય છે અને પ્રૌઢો ઉપર ઊંડી છાપ પાડશે. શિક્ષિત કે અશિક્ષિત સમાજમાં વહેમો અને અંધશ્રદ્ધા હજી પણ જોવા મળે છે. તેમાંય ગ્રામજનોમાં અને અશિક્ષિતોમાં તે વિશેષ પ્રમાણમાં છે. વહેમો અને અંધશ્રદ્ધા દૂર કરવામાં આ સત્ય ઘટના હૃદયને સ્પર્શે એવી શૈલીમાં રજૂ કરવામાં આવી છે. એથી સાક્ષર થયેલા પ્રૌઢોના વહેમો અને અંધશ્રદ્ધા દૂર કરવામાં એ ખૂબ મદદરૂપ થશે.

વ્યસનમુક્તિની વાત પણ એટલી જ અસરકારક છે. ભગતની ધાર્મિક કથાની અસર દારૂડિયા ઉપર થાય છે. તે દારૂ ન પીવા પ્રતિજ્ઞા લે છે. કુટુંબની પાયમાલી નજરે જોવા છતાં હીરાની વ્યસનમાંથી મુક્ત થવાની વૃત્તિ જાગ્રત થતી નથી પણ એક ધર્મકથા સાંભળતાં જ તેનો આતમરામ જાગ્રત થાય છે ને વ્યસનમાંથી મુક્ત થાય છે. શ્રીમતી રમાબહેને વ્યસનમુક્તિના પ્રચારમાં ધાર્મિક કથા-વાર્તાઓ કેવો અસરકારક ભાગ ભજવી શકે તે બતાવ્યું છે.

કઠપૂતળીનું નાટક પરિવાર કલ્યાણની વાત જુદી જ રીતે કહી જાય છે. મહિલાઓને તરત જ ગળે ઊતરે એ રીતે સગર્ભાવસ્થામાં વેઠવી પડતી શારીરિક ઉપાધિઓની યાદ આપી તે કુટુંબનિયોજન પ્રતિ પ્રેરે છે.

નિરક્ષર લોકોનું અનેક રીતે શોષણ થાય છે. શાહુકારો દ્વારા અને સરકારી નોકરો દ્વારા થતું શોષણ વગેરે બે નાની વાર્તાઓમાં ગ્રામજનોને શોષણમાંથી મુક્ત થવાનો માર્ગ ચીંધે છે. નાનાં નાનાં વાક્યોની ભાષા સરળ અને હૃદયસ્પર્શી છે.

આ પુસ્તિકા નવશિક્ષિતોને ખૂબ ગમશે ને કથા, નાટક દ્વારા લેખિકા બહેન જે કહેવા માગે છે તે સમજશે ને તે પ્રમાણે વર્તશે. નિરક્ષરતા-નાબૂદી જનઝુંબેશ કાર્યક્રમ દરમ્યાન જે ભાઈબહેનો નવશિક્ષિત થશે તેમને પણ આ પુસ્તિકા ઉપયોગી નીવડશે એ આશયથી 'નિરક્ષરતા-નિવારણ-સંપુટ'માં આ પુસ્તિકા સામેલ કરી છે.

ગૂજરાત વિદ્યાપીઠ
અમદાવાદ–૩૮૦ ૦૧૪
તા. ૨૦–૪–૧૯૮૬

રામલાલ પરીખ
કુલનાયક

# ભણીએ અને સુખી થઈએ

સમાજમાં ઘર કરી ગયેલી માન્યતાઓ અને રૂઢિઓ કેટલી ખતરનાક હોય છે! વ્યસનો કેટલાં ઘાતક હોય છે! લગ્ન-મરણના વરાઓ કેટલા દેવાદાર બનાવે છે! અને એ બધા દ્વારા થતું શોષણ પણ કેટલું અસહ્ય હોય છે! આ બધું તો સમાજમાં ભણેલા વર્ગને પણ દીવો ધરીને બતાવવું પડે તેમ છે, તો નવશિક્ષિતો માટે તો આ બધી જાણકારી નવી જ હોય ને?

એમનું થતું શોષણ અને તેમાંથી મુક્તિ મેળવવાના ઉપાયો; એમને વળગતાં વ્યસનો અને તે દ્વારા ભોગવવી પડતી પાયમાલી; એમને કરવા પડતા ખોટા ખરચા અને તેમાંથી અવતરતી ગરીબાઈ તથા તેમને વળગેલી અંધશ્રદ્ધાઓ અને તેનાથી થતું નુકસાન વગેરે નવશિક્ષિત પ્રૌઢો સમજી શકે એ દૃષ્ટિએ આ 'જાગ્યા ત્યાંથી સવાર'ની રચના કરી છે.

નવશિક્ષિતો આ વાંચશે એ દૃષ્ટિએ સરળ અને સાદી રજૂઆતમાં એમના જ પ્રશ્નો અને એમની જ માન્યતાઓને કેન્દ્રમાં રાખી વિષયવસ્તુ તરીકે પસંદ કરી છે. આમાંનું કોઈ પણ લખાણ ક્યાંય છપાયું નથી કે કોઈ બીજી સ્પર્ધામાં મોકલાયું પણ નથી. ભારત સરકાર યોજિત એકવીસમી નવશિક્ષિતો માટેની સાહિત્યની સ્પર્ધામાં આ પુસ્તિકા પસંદ કરવામાં આવી છે અને એને રાષ્ટ્રીય પુરસ્કાર મળ્યો છે.

આ પુસ્તિકામાં વિવિધ વાનગી :

- વ્યસન-મુક્તિ માટેની એક વાર્તા
- શોષણ-મુક્તિની એક વાર્તા
- છેતરામણ-મુક્તિની એક પ્રસંગકથા
- ખોટા વરામાંથી મુક્તિ વિશે એક વાર્તા
- વહેમ-મુક્તિની એક સત્ય ઘટના
- માતૃસંભાળ અંગેનું કઠપૂતળી નાટક

નવશિક્ષિતો આ વાનગીને વાંચી, સમજી, વાગોળી આચારમાં મૂકશે તો અંધશ્રદ્ધા, વહેમ, શોષણ અને વ્યસન-મુક્તિના કાર્યક્રમો સફળ થશે. નવશિક્ષિતો માટે આ પુસ્તિકા પ્રેરણારૂપ બની રહે એ જ અભ્યર્થના.

રાષ્ટ્રીય પુરસ્કાર આપવા બદલ હું ભારત સરકારના શિક્ષણ અને સાંસ્કૃતિક વિભાગ તથા પ્રૌઢશિક્ષણ નિદેશાલય–દિલ્હીનો આભાર માનું છું.

પુસ્તિકાને રસપ્રદ બનાવવા માટે ચિત્રોનું વિષયવસ્તુ પસંદ કરનાર શ્રી પુરુષોત્તમભાઈ, શ્રી સોમાભાઈ, શ્રી ઇલાબહેન અને શ્રી મણિભાઈને કેમ ભૂલું? ચિત્ર તૈયાર કરનાર ચિત્રકાર ભાઈશ્રી ગજેન્દ્ર શુક્લની પણ આભારી છું. સાથે સાથે નવશિક્ષિતો સમક્ષ આ પુસ્તક મૂકવા માટે પછાતોને બેઠાં કરવાની પ્રવૃત્તિમાં જીવન વ્યતીત કરનાર આદિજાતિ સેવાના ભેખધારી વડીલ અને ગૂજરાત વિદ્યાપીઠના કુલનાયક શ્રી રામલાલભાઈ પરીખનાં આશીર્વચન મેળવી શકી છું તે બદલ તેમની ખરેખર ઋણી છું.

– રમા દેસાઈ

# ૧. દારૂએ દેશવટો લીધો



મકરપુરા નામનું નાનકડું એક ગામ. ગામમાં વસે બધા ખેડૂતો અને ખેત-મજૂરો. તે ઉપરાંત કુંભારનાં બે ખોરડાં અને સુથારની એક કોઢ પણ ખરી. મોચી અને લુહારનાં પણ બે બે કુટુંબ વસેલાં.

ગામ આખું સંપથી રહે અને કડીતોડ મજૂરી કરે. મહેનત કરવામાં કોઈ પાછી પાની કરે જ નહીં. વાર-તહેવારે સૌ સાથે મળી આનંદ કરે. ગામ આ રીતે સુખી ગણાતું.

પણ ગામમાં ક્યાંકથી દારૂએ દેખા દીધી. થોડા માણસો દારૂની લતે ચડયા. શરૂઆતમાં તો બધું ચોરીછૂપીથી ચાલતું પણ પછી દારૂએ જાહેરમાં પોત પ્રકાશવા માંડયું. હીરો ગામની દારૂડિયા ટુકડીનો નેતા બન્યો. દારૂ પીનારાની એક ટોળી જામી.

સાંજ પડે ત્યાં આખી ટુકડી દારૂ પીને ગામમાં આવે. આખે રસ્તે ગાળાગાળી કરે. કોઈ હાથમાં આવી જાય તો મારામારી પણ શરૂ થઈ જાય. ધીમે ધીમે ગામમાં દારૂડિયાઓનું વર્તન બેફામ બનવા માંડ્યું.

હીરો એ ટોળીમાં ખૂબ જ પીએ. પીને લથડિયાં ખાતો ઘેર આવે. પીવા માટે પૈસા જોઈએ. દારૂ એટલો પીએ કે આખો દિવસ એના શરીરમાં તાકાત જ ન રહે. કામ-ધંધે તો જાય જ શી રીતે? ખાટલામાં પડીને આળોટે, રાત પડે એટલે ફરીથી દારૂ પીએ. ગાળાગાળી-મારામારી કરવી આ જ એનો કાર્યક્રમ થઈ પડ્યો.

કમાણી બંધ થઈ. પૈસા ખૂટ્યા એટલે પત્નીને મારઝૂડ કરીને પૈસા પડાવવા લાગ્યો. પત્ની પણ પૈસા ક્યાંથી લાવે? ઘરમાં ધાન ખૂટ્યું. પત્ની જે કંઈ કમાઈને લાવે તે દારૂમાં હીરો વાપરી નાખે.

પૈસા ખૂટ્યા એટલે હીરો વાસણ-કૂસણ ઉઠાવવા માંડ્યો. ઘરમાં આળોટતો હીરો એકલો પડે એટલે ઘરવખરી લઈને વેચી મારે અને જે પૈસા આવે તેનો દારૂ પી જાય. ઘર ખાલી થઈ ગયું.

ખાલી ઘરમાં કંઈ ન મળે એટલે પત્નીને, છોકરાંને ઝૂડે. ઘરની શાંતિ હરાઈ ગઈ. સદાય લડવાડ, મારફૂટ, રોકકળ ચાલ્યા જ કરે. સૌ ત્રાસી ગયાં.

એક દિવસ તો હદ થઈ ગઈ. હીરાની નજર પત્નીનાં ઘરેણાં પર પડી. મારીઝૂડીને ઘરેણાં ઉપાડી ગયો. મોડી રાતે દારૂથી ચકચૂર થઈને ઘેર આવ્યો. ત્રણ દિવસ સુધી હીરો ખાટલામાંથી ઊઠી જ ન શક્યો.

ચોથે દિવસે ઊઠ્યો તો જોયું કે આખું ગામ મંદિરમાં ભેગું થયું છે. એ પણ નાહી-ધોઈ પરવારીને મંદિર ગયો. હીરાએ એ વખતે દારૂ પીધો ન હતો. રસ્તામાં એના ભાઈબંધો મળ્યા. દારૂ પીવા જવાનું કહ્યું તો એણે મંદિરે જઈને પછી આવવા જણાવ્યું.

હીરાની સાથે એના દારૂડિયા મિત્રો પણ મંદિરે ગયા. મંદિરમાં ભગત કથા-વાર્તા કહેતા હતા.

ભગતની કથા સાંભળવા ગામ આખું ભેગુ થયું હતું. કથા એવી સારી કરે કે કોઈ ઊઠવાનું નામ જ ન લે. હીરો ભગતની કથાનો રસિયો ખરો. ભગતે હીરાને એની દારૂડિયા ટોળી સાથે આવતો જોયો.

આ ટોળીને જોઈ ભગત પણ ખૂબ ખીલ્યા. એમણે વાત માંડી દારૂડિયાની અને તેના કુટુંબમાં દારૂએ સર્જેલી પાયમાલીની.

એમની વાર્તાનો દારૂડિયો ગામમાં પાંચ માણસમાં પુછાતો. પણ દારૂને કારણે એની આબરૂનો દાટ વળી ગયો હતો. એની પત્નીની, કુટુંબની અને આખા ગામની શાંતિ હણાઈ ગઈ હતી. સૌને બરબાદ કરી દીધાં હતાં. ભગતની કથા ચાલતી જાય, ભાવાવેશમાં દુ:ખની કથામાં ભગતની આંખ રડતી જાય.

શ્રોતાઓ પણ કોઈ રડતા જાય તો વળી કેટલાક તો દારૂડિયા ઉપર ફિટકાર વરસાવતા જાય.

દૂર બેઠેલા હીરાની આંખો પણ ચોધાર આંસુ વહાવતી થઈ ગઈ. હીરો પણ ગામનો એક વખતનો આગેવાન હતો. દારૂને કારણે એણે તેની પત્નીને અને કુટુંબને બેહાલ કરી દીધાં હતાં. એને જાણે એમ જ લાગ્યું કે ભગતની કથાનો નાયક તો એ પોતે જ હતો.

કથા પૂરી થઈ. સૌ સૌને ઘેર જતાં રહ્યાં. ત્યાં રહ્યા ભગત અને હીરો. ભગત રામધૂન બોલતા પસાર થતા હતા. ત્યાં હીરો ધીમે પગલે આગળ વધી ભગતનાં ચરણોમાં ઢળી પડ્યો. પ્રાયશ્ચિત્તનાં આંસુથી ભગતના પગ પખાળ્યા. ભગતે એને ઊભો કર્યો, છાતીસરસો ચાંપ્યો, આશ્વાસન આપ્યું, અને બોલ્યા :

'બેટા હીરજી, જો તને ખરેખર જ દુ:ખ થયું હોય તો

જાગ્યા ત્યાંથી સવાર. આજથી જ દારૂ છોડી દે. ભગવાન તને ટેક જાળવવા માટેની શક્તિ જરૂર આપશે.'

હીરાને ખરેખર સમજાયું હતું કે દારૂની બૂરી લતે એને પાયમાલ કર્યો હતો. એના શરીરને ખોખરું બનાવી દીધું હતું. એના પરિવારમાં પણ સુખ, શાંતિ અને સમૃદ્ધિનો દાટ વાળી દીધો હતો.

શા માટે અત્યારથી જ દારૂ ન છોડું? એણે તરત જ ટેક લીધી. દારૂ ન પીવાનું ભગત આગળ પાણી મૂક્યું.

એની પત્ની પણ કથા સાંભળવા આવી હતી. કથામાંથી ઊઠીને ઘેર ગઈ તો પતિને ન જોતાં એ શોધવા નીકળી હતી. પતિને ભગતનાં ચરણોમાં રડતો જોઈ નવાઈ પામી બાજુએ ઊભી રહી હતી. હીરાની ટેક સાંભળી તે ગળગળી થઈ ગઈ, અને બાપજીને કરગરવા લાગી કે એના પતિને સહારો આપે, જેથી દારૂએ વાળેલા દાટમાંથી એ અને એનો પરિવાર ઊગરી શકે.

ભગતે પતિ-પત્ની બન્નેને આશીર્વાદ આપી વિદાય કર્યાં. હીરો પત્નીને વહાલથી ઘેર લઈ આવ્યો. એ જ ઘડીથી હીરાના ઘરમાંથી દારૂને દેશવટો મળ્યો. પરિવાર સુખી થવા માંડ્યો. એના ભાઇબંધોમાંથી પણ કેટલાકે દારૂને દેશવટો દીધો. ગામ ફરીથી સુખ-શાંતિની નીંદ લેતું થયું.

* * *

સાંભળો. . .સાંભળો. . .શિક્ષણ ભારતીનું આ પ્રૌઢ શિક્ષણકેન્દ્ર છે. સમય નોંધી લેશો. રાત્રિના ૮ વાગીને ૧૫ મિનિટ થઈ છે. શિક્ષણ ભારતીનું આ પ્રૌઢશિક્ષણ કેન્દ્ર છે.

દારૂના દૈત્યને ભગાડે...પ્રૌઢશિક્ષણ...પ્રૌઢશિક્ષણ.
દારૂની પાયમાલીથી બચાવે...પ્રૌઢશિક્ષણ...પ્રૌઢશિક્ષણ.
સુખ-શાંતિનું જીવન આપે...પ્રૌઢશિક્ષણ...પ્રૌઢશિક્ષણ.
હા...હો...જડી ગયો ને દારૂને દેશવટો દેવાનો ઉપાય!

# ૨. એ દિવસો તો ગયા



નાનું સરખું ગામ. ગરીબીનો પાર નહીં. સૌ મજૂરી કરે અને આછુંપાતળું પહેરે-ઓઢે ને ખાય-પીએ. પેઢીઓથી ગામની હાલત આવી જ.

લોકોને સુખ મેળવવાનાં સાધનો, કમાણી વધારવાનાં સાધનો, કશાની કોઈ ગમ જ નહીં. ગામમાં નિશાળ ખરી. પણ બે જ ધોરણની અને તેય પૂરી ચાલે નહીં.

એક શેઠ એ ગામના ધણી-ધોરી. વ્યાજવટાનો ધંધો કરે અને ધીકેળાં ઉડાડે. એનાં છોકરાં શહેરની નિશાળમાં ભણે-ગણે અને મોજમજા કરે.

ગામના લોકોને શેઠ પૈસા ધીરી મરજી ફાવે તેટલા લખે અને

મરજીમાં આવે ત્યારે આપે. ક્યારેક ન આપે અને ઉપરથી ધમકાવે તે વળી નફામાં. એ પેઢીથી શેઠનું કુટુંબ ગામ પર રાજ કરે. અને તેમણે શોષણ કરી પૈસા બનાવી મોટી હવેલી તાણી બાંધી હતી.

ગામનો એક ગ્રામસેવક ખૂબ જ સમજુ. એને લોકોના શોષણથી દુઃખ થાય, પણ લોકોને થોડી જ ગમ હતી કે તેમનું શોષણ થાય છે!

ભગવાનનું કરવું તે ગ્રામસેવકને પ્રૌઢશિક્ષણ વર્ગ ચલાવવાનું સૂઝ્યું. થાકેલાપાકેલા લોકોને ઘેર જાય, વાતચીત કરે. થોડાક પાંચ-સાત માણસો ભેગા થાય, થોડુંઘણું ભણે. એમાં માધુ અને ભીમજી બેને મજા આવી. બને વાંચતાં-લખતાં શીખી ગયા. ઘરનો હિસાબ-કિતાબ કરતાં કરતાં જોયું કે બીડી તો બહુ પૈસા ફૂંકી જાય છે. બંનેએ નિર્ણય કર્યો કે બીડીના પૈસા બંધ, બીડી બંધ. પસીનાનો પૈસો આમ ફૂંકી ન મરાય.

આમ માધુ અને ભીમજી બધી જ વાત સવળી જુએ. સવળી રીતે વિચારે અને એવું જીવન જીવતા થયા. હવે શેઠની પાસેથી વ્યાજે પૈસા લેવાનું બંધ કરવાનો બંનેએ નિર્ણય કર્યો.

એક વખત માધુ શેઠને ત્યાં એના પિતાનું દેવું પૂછવા ગયો. સાથે ભીમજી તો ખરો જ. શેઠને જઈને વાત કરી. ચોપડો જોવા જણાવ્યું. કેટલું દેવું બાકી છે તે જણાવવા કહ્યું.

શેઠ તો રોજની ટેવ મુજબ ચોપડો કાઢ્યો. માધુના પિતાનું ખાતું કાઢ્યું. પૈસાની ગણતરી મોઢે બોલીને શરૂ કરી. સત્તર એકુ સત્તર, સત્તર દુના ચોત્રીસ, સત્તર તરી એકાવન, સત્તર ચોકુ અડસઠ, અને સત્તર પચા પચાણું...

શેઠને તો માધુએ વચ્ચે જ રોક્યા. એ તો ગરજ્યો:

"શેઠ થોભો, બહુ કરી. ફરીથી ગણો. સત્તર પંચા પંચાણુંના દિવસો તો ક્યારના ગયા. ગણો સત્તર પંચા પંચાસી."

ભીમજી પણ ગુસ્સાથી લાલચોળ થઈ ગયો હતો. એ તો શેઠને મારવા જ ઊભો થયો. ત્યાં ગ્રામસેવક હર્ષદભાઈ આવી પહોંચ્યા. ભીમજીને શાંત પાડયો. મારવાથી માણુસ નહીં બને. પણ હવે હારવાથી શેઠ વળશે. એ ન્યાય બંનેને સમજાવ્યો. શેઠને તો શું થઈ રહ્યું છે તે સમજાયું જ નહીં.

ગ્રામસેવકે સમજાવ્યું: "શેઠ, હવે ધંધો નીતિનો કરવો પડશે. લોકો હવે સમજે છે કે પૈસા અને વ્યાજ કેમ ગણાય. પૈસા ક્યાંથી લેવાય અને શોષણ કેમ અટકાવાય. એટલે હવે સત્તર પચા પંચાણું-ના દિવસો નથી રહ્યા, સમજ્યા ને? એ દિવસો તો ક્યારના ગયા."

* * *

સાંભળો . . .સાંભળો . . .શિક્ષણ ભારતીનું આ પ્રૌઢશિક્ષણ કેન્દ્ર છે. પ્રૌઢશિક્ષણ સમય નોંધી લેજો. રાત્રિના ૮ વાગીને ૧૫ મિનિટ થવા આવી છે.

જડી ગયોને શોષણમુક્ત થવાનો કીમિયો!

પ્રૌઢશિક્ષણના વર્ગમાં જઈશું અને અંગૂઠો પાડતાં મટીશું.

સહકારી ધિરાણ મંડળી પાસે લોન લઈશું અને ધંધો કરીશું. બેંકની ઓછા વ્યાજની લોન લઈ શાહુકારના દેવામાંથી મુક્ત થઈશું.

અંગૂઠો પાડતાં બચાવે...પ્રૌઢશિક્ષણ...પ્રૌઢશિક્ષણ.

શોષણમાંથી મુક્ત કરે...પ્રૌઢશિક્ષણ...પ્રૌઢશિક્ષણ.

# ૩. વહેમમાંથી વળ્યા



સૌરાષ્ટ્રનું નાનુંસરખુ એક ગામ. લાખાવડ જેનું નામ. ગામમાં થોડા ખેડૂતો. જમીનદારો તો કોઈ જ નહીં. થોડી થોડી જમીન, જેમાં ખેડૂતો શાકભાજી ઉગાડે અને થોડુ અનાજ પકવે. બીજા લોકોમાંથી મોટા ભાગના મજૂરી કરી રોજીરોટી મેળવે.

મોટે ભાગે ખેતીની મજૂરી કરે. કોઈ વળી નહેર ખાતામાં મજૂરી કરે, તો વળી કેટલાક બંધ બાંધવાના સ્થળે પણ મજૂરી કરવા જાય. નાનાં છોકરાં ઢોર ચરાવી રોટલો મેળવી લે.

બધાં જ સ્ત્રી-પુરુષો મજૂરીએ જાય. સાંજ પડે સૌ ઘેર પાછાં વળે. રાંધી જમી પરવારે ને ઘડીક ભેગાં મળી પીર બાપજીની ધૂન

મચાવે. મોડી રાતે સૌ સુખની નીંદર લે. ગામ આખું સુખની નીંદરની સોડ તાણીને સૂએ.

આમ ગામ સુખી. શાંતિ પણ ગામમાં ઘણી. કોઈ જાતનાં વ્યસનો-વળગાડ નહીં. સૌની માન્યતા કે દારૂ જેવું પીણું પીવાથી પીર બાપજી રૂઠે...એનું તો નામ જ ન દેવાય તો અડાય તો શી રીતે?

ગામને પાદર થઈને પાકી સડક જાય. પાલિતાણાની મોટરો આવ-જા કરે. પાદર ઉપર બસ-સ્ટેન્ડ પણ ખરું. ગામનાં શાકભાજી પણ મોટર મારફતે બહાર જાય. મોટરમાં બેસતાં પહેલાં સૌ પીર બાપજીનું નામ લે. પીર બાપજી માટે લોકોમાં આસ્થા ભારે.

ગામને પાદરે બાવળીનું એક વન. તેમાં પીર બાપજીનું સ્થાનક. પીર બાપજી રૂઠે તો ગામનું ધનોતપનોત નીકળી જાય એટલે ગામ બહુ જ નીતિવાળું. કારણ કે ચોરી કરે તો પીર બાપજી રૂઠે, ખૂન કરે તો રૂઠે, દારૂ પીએ તો રૂઠે...લોકોમાં આવી તો કેટલીયે બાબતો ઘર કરી ગયેલી. એટલે ગામમાં લડાઈ, ઝઘડો, મારામારી, ગાળાગાળી નહીં; ચોર, ખૂની, લૂટારો કે દારૂડિયો નહીં. આ તો બહુ જ સારું. આથી રૂડું બીજું શું હોય?

બાવળીનું વન પણ ખૂબ જ રળિયામણું. કોઈ એમાંથી દાતણ પણ ન કાપે, પછી લાકડું તો કાપે જ કોણ? પીર બાપજીની બાવળની વાડી ઉજ્જડ થઈ જાય. બાપજીની વાડી ઉજ્જડ થઈ જાય તો આપણી વાડી પણ ઉજ્જડ થઈ જાય, ધનોતપનોત જ નીકળી જાય. આવી માન્યતાને કારણે કોઈ બાવળને અડે નહીં. સુંદર મજાનું બાવળનું વન. વનમાં પંખીઓનો કલરવ. બપોરે છાયામાં ઢોર બેઠાં વાગોળે. ગોવાળો ત્યાં બેસી ખાય, રમે, નાચે, કૂદે.

હવે બન્યું એવું કે કમોસમનું માવઠું થયું. ભયંકર વાવાઝોડું

થયું અને પીર બાપજીની વાડીમાંથી બાવળનું જૂનું મોટુંમસ ઝાડ કકડભૂસ તૂટી પડયું. ભયંકર મોટો અવાજ થયો.

ગામમાં જેણે જેણે અવાજ સાંભળ્યો એ ઊંઘમાંથી ઊઠીને દોડી આવ્યા. જોયું તો મોટુંમસ ઝાડ તૂટી પડયું હતું અને મોટું થડ ડામરનો પાકો રસ્તો ઢાંકીને એની ડાળીઓ સાથે આડું પડયું હતું.

આખા ગામમાં વાત ફેલાઇ ગઈ. સૌને ચિંતા પેઠી. "પીર બાપજી રૂઠયા. નહીં તો આવું ઝાડ તૂટી પડે? આજ સુધીમાં કયારેય આવું થયું જ ન હતું..."

ગામ આખું ખાલી થઈને પીર બાપજી પાસે પ્રાર્થના કરવા બેસી ગયું. ગામ આખાનું ધનોતપનોત નીકળી જાય, એ બીક સૌના દિલમાં ઘર કરી ગયેલી. એટલે આખી રાત લોકોએ બેસીને પીરના સ્થાનકે ભજનો ગાયાં, પ્રાર્થના કરી, ધૂન મચાવી અને વિનંતી કરી.

એક દિવસ, બે દિવસ, એમ કરતાં કરતાં પૂરા પાંચ દિવસ વીતી ગયા. કોઈ બાવળના થડને અડતું નથી, ખસેડતું નથી. રસ્તે જનારા ફંટાઈને જાય, મોટર હાંકનાર પણ ફંટાઈને હાંકે, ગાડાં પણ ફંટાઈને વાટ પાડે. આમ રસ્તો ફંટાયો. પણ રસ્તા ઉપરના બાવળના થડને કોઈ ખસેડે નહીં.

એને તો અડાય જ નહીં. પીર બાપજી રૂઠે. એને ખસેડાય જ કેમ?...આ વહેમમાં ને વહેમમાં સૌ હેરાન થાય, રસ્તો પસાર કરતાં વેઠે. વહેમ ઘર ઘાલી ગયેલો એટલે શું થાય!

પ્રૌઢશિક્ષણનો વર્ગ એ ગામમાં ચાલે. વર્ગસંચાલક લોકોને સમજાવે કે આ થડને આઘું કરીએ, રસ્તો ખુલ્લો કરીએ. પણ

વહેમમાં ડૂબેલા લોકો એકના બે થાય જ નહીં. એમ કરતાં કરતાં બીજા ચારેક દિવસ પસાર થઈ ગયા.

ગામમાં મોટા સમાજસેવક મનુભાઈ આવ્યા. એમણે રસ્તો રોકી પડેલું બાવળનું થડ જોયું. લોકોના વહેમ અને અંધશ્રદ્ધાનું જોર જાણ્યું. લોકોને સમજાવવાની આ સોનેરી તક ઝડપી લીધી.

લોકોને ભેગા કર્યા. શરૂઆતમાં પીર બાપજીની સ્તુતિ કરી. ભજન ગવડાવ્યાં. પછી વાત શરૂ કરી...

“પીર બાપજી તો આપણા બાપજી, એટલે આપણે સૌ પીર બાપજીનાં છોરુ. બાપજી આપણું રખવાળું કરે. બાપજી કોઈને કનડે ખરા? કોઈને કનડે, દુઃખી કરે કે ધનોતપનોત કાઢે તો એ બાપજી કેવા? બાપજી તો બધાને આશીર્વાદ આપે, સુખી થવાની રીત બતાવે, સુખી કરે. આ પીર બાપજી આપણને સુખી થવાની રીત બતાવે છે અને તેથી તો ગામ આખું સુખી છે.

પીર બાપજીની વાડી લીલી રાખવા સારુ તો આપણે બાવળનું દાતણ પણ એમાંથી કાપતા નથી. આપણે પીર બાપજીની વાડી લીલી રાખીએ પછી એય આપણી વાડી લીલી જ રાખે ને...”

સમાજસેવક મનુભાઈએ તો આવું કેટલુંય કહ્યું અને લોકોને વાત ગળે ઊતરવા માંડી, પણ જ્યાં રસ્તામાં પડેલા બાવળના થડને ખસેડી રસ્તો ખુલ્લો કરવાનું કહ્યું ત્યાં તો બધા ડરી જ ગયા. ડોકું ધુણાવતા થઈ ગયા.

“મનુભાઈ, બધુંય કહેજો પણ આ થડિયું ખસેડવાનું ના કહેતા. એ તો બાપજી રૂઠે જ રૂઠે.”

મનુભાઈએ રસ્તો બતાવ્યો, “આપણે બાપજીની વાડી લીલી જ રાખવી છે ને? એક મરી ગયેલો બાવળ ખસેડવો છે. એક

બાવળ બાવળીમાંથી ઓછો થવાનો. તો બે છોડ બાવળના નવા વાવીએ અને આ મરી ગયેલો બાવળ કાપી નાખીએ. બાપજીની બાવળીમાં એકને બદલે બે બાવળ થશે. મરેલા બાવળની જગા પુરાશે અને એક બીજો નવો વધશે. બાપજીની વાડી લીલી રાખીને મરેલો બાવળ ઉઠાવીએ પછી બાપજી રૂઠે જ શું કામ!"

લોકોને આ વાત ગળે ઊતરી. સૌએ સાથે મળીને નક્કી કર્યું કે બે નવા રોપીએ અને મરેલો કાપીએ તો વાંધો નહીં. નર્સરીમાંથી બે છોડ મગાવ્યા.

ગામલોકોએ ભેગા મળી બાપજીની વાડીમાં ભજનધૂન મચાવ્યાં, ધૂપની ધૂણી કરી. નવા બે છોડ રોપ્યા અને પછી રસ્તામાં પડેલા થડિયાંને કાપી કાપી લાકડાં ભેગાં કર્યાં.

લાકડાંનો તો મોટો ઢગ વળ્યો. આ લાકડાનું કરવું શું? લાકડું વાપરે કોણ? લાકડું વાપરનારનું તો ધનોતપનોત જ નીકળી જાય ને....

ફરીથી નક્કી કરવા સૌ ભેગા મળ્યા. વિચાર કરીને નિર્ણય કર્યો કે લાકડાંની હરાજી બોલાવવી. વધારેમાં વધારે પૈસા આપનારને લાકડું વેચવું. જે પૈસા આવે તેમાંથી ગામમાં નિશાળના ઓરડા બંધાવવા.

લોકો ખુશ ખુશ થઈ ગયા અને લાકડું ખૂબ મોંઘી કિંમતે વેચાયું. નિશાળમાં ઓરડા બાંધવાની વ્યવસ્થા થઈ. લાખાવડના લોકોની સમજ વધી ગઇ. આવું પણ થઈ શકે. પીર બાપજી રૂઠે નહીં. એમની વાડી લીલી રખાય, સૂકું લાકડું આ રીતે વપરાય, ગામની સગવડ વધારાય, છોકરાંને ભણવાની સગવડ થાય....

ગામમાંથી વહેમ ગયો અને સગવડ વધી છતાં પીર બાપજીની

વાડી લીલી જ રહી. આ વાતને ત્રણ મહિના વીત્યા. ગામમાં કોઈને કશું થયું નથી. લોકોને શ્રદ્ધા બેઠી કે આ તો ખોટો વહેમ જ હતો. વહેમમાં અને વહેમમાં અગવડ વેઠતાં રહ્યાં હોત. બાપજીની વાડી લીલી અને ગામની વાડી પણ લીલી. એક કાંકરે બે પક્ષી માર્યાં — બાવળ કોઈ કાપે નહીં અને છોકરાંને માટે શાળા મળી.

* * *

સાંભળો. . .સાંભળો. . .

શિક્ષણ ભારતીનું આ પ્રૌઢશિક્ષણ કેન્દ્ર છે. સમય નોંધી લેશો. રાત્રિના આઠ વાગીને ૧૫ મિનિટ થવા આવી છે.

"માતા રૂઠે તે માતા નહીં.

બાપજી રૂઠે તે બાપજી નહીં.

છોરું કછોરું થાય, માવતર કમાવતર થાય નહીં."

આ વાતને કોણ સમજાવે?...

પ્રૌઢશિક્ષણના વર્ગમાં આવો અને સમજો કે —

આ તો બધા વહેમ છે. મા રૂઠે કે બાપજી રૂઠે એ તો અંધશ્રદ્ધા છે.

ગાન : વહેમમાંથી ઉગારે· પ્રૌઢશિક્ષણ...પ્રૌઢશિક્ષણ...

અંધશ્રદ્ધામાંથી બચાવે પ્રૌઢશિક્ષણ...પ્રૌઢશિક્ષણ...

# ૪. હવે અંગૂઠો નહીં પાડું



રૂડી માનું ખોરડું નાનું. પરિવાર પણ ટૂંકો. જુવાનીમાં જ વિધવા થયેલાં. મૂડીમાં ફક્ત એક દીકરો. ગામમાં પેસતાં જ રૂડી માના ઘરનું ઠામઠેકાણું પૂછો. નાનું છોકરું પણ તમને ઠેઠ ઘર સુધી મૂકી આવે. આવાં પંકાયેલાં રૂડી મા.

રૂડી મા ભગવાનનું માણસ. કોઈને બૂરું કહેવાનાં નહીં. સૌને સારી જ વાતો કરવાનાં. કૂથલી સાંભળેય નહીં તો કરે તો શેનાં જ? એમની પાસે વહુઓ આવે, સાસુઓ પણ આવે. વહુઓને સારી શિખામણ દે. સાસુઓને સારો વ્યવહાર શીખવે. બધાં રાજીનાં રેડ થઈને પાછાં ફરે.

ગામનાં છોકરાંય મા મા કરતાં ધરાય જ નહીં. ઘરડાંનોય વિસામો. આમ રૂડી મા એટલે ખરેખર રૂડી મા.

કોઈનું છોકરું માંદું પડે કે તે જાય રૂડી મા પાસે. કોઈનું ઘર ગોઠવવાનું હોય તો જાય રૂડી મા પાસે. કોઈના ઘરમાં કજિયો થાય તો રૂડી મા શાંતિ કરાવે. કોઈને સુવાવડ આવવાની હોય તો રૂડી મા સુવાવડ કરાવે. આમ રૂડી મા એટલે વકીલ, ન્યાયાધીશ, ડૉક્ટર, દાયણ બધા જ પાઠો ભજવનારું પાત્ર.

પણ ઘડપણમાં રૂડી માને દુઃખ આવ્યું. એકનો એક છોકરો. છોકરાનું નામ સુરેશ. સુરેશને લાડે-કોડે, એકલે હાથે રૂડી માએ મોટો કર્યો. ભણાવ્યો, ગણાવ્યો અને પરણાવ્યો પણ ખરો.

દીકરો ભણીગણીને શહેરમાં નોકરીએ ગયો. શહેરમાં રહેવા લાગ્યો, પણ ઘર માંડીને રહેવાની વાત કરે તો સુરેશ જ શાનો? પહેલેથી જ હોશિયાર એટલે એમ.એ. થતાં કૉલેજમાં પ્રોફેસરી કરતો થઈ ગયો.

સુરેશ ઘરે આવ્યો એટલે રૂડી માએ ઘણું કહ્યું, "બેટા, હવે તારી વહુ રૂખીને લઈ જા. થોડા દહાડા હુંય ત્યાં આવીશ. હવે તો ઘર માંડ." રૂડી માનો આગ્રહ વધ્યો એટલે સુરેશે સંભળાવી દીધું :

"મા, રૂખીને તમારી સેવાચાકરી માટે તમારી પાસે જ રાખો. એ શહેરમાં આવીને શું કરશે? હું રહ્યો પ્રોફેસર અને એ તો સાવ ગમાર, અભણ. મારી જિંદગી શહેરમાં ધૂળ કરવા એને મોકલવી છે?..."

રૂડી મા તો સાંભળીને ઠરી જ ગયાં.

પાણીનું બેડું લઈને આવતી રૂખીએ પણ મા-દીકરાની વાત સાંભળી હતી. રૂડી મા બિચારી શું કરે? દીકરાનો નન્નો સાંભળ્યો

અને જતા દીકરાને ભીની આંખે વિદાય પણ દીધી, છાતી પર મોટો પહાણો મૂકીને જ તો!

રૂખી આખી વાત જાણતી હતી. રૂડી માને એણે ધીરજ આપી, સાંત્વન આપ્યું : "સૌ સારાં વાનાં થશે મા. હમણાં તો હું તમારી સાથે જ છું ને...! ક્યાં એકલી છું? વળી શહેરમાં જાઉં અને તમે ઘરડાં થયાં છો. હવે કંઈ થોડાં જ જુવાન છો...એકલાં હો અને ક્યાંક કામકાજ કરતાં પડયાં-આખડયાં. હું અહીં હોઉં તો સારું ને?...તમે મારી ચિંતા કરી જીવ ના બાળશો, મા."

રૂડી માને વહુની વાતો સાંભળી થોડો આનંદ થયો પણ આવી ઊંચા વિચારની વહુને એનો દીકરો લઈને ગયો હોત તો રૂડી માને સાતે કોઠે દીવા જ થયા હોત ને...! તોય રૂડી માએ ધીરજ રાખી ભગવાનની પ્રાર્થના કરવા માંડી. સુરેશ પણ આમ તો ડાહ્યો, લાગણીવાળોય ખરો. પણ ભણતરે ભુલાવેલો તે શું કરે? તેમ છતાં બેયના ખર્ચ માટે મહિને દહાડે સો રૂપિયા તો મની-ઓર્ડરથી મોકલવાનું ભૂલે જ નહીં.

સાસુ વહુ બે ભેગાં મળી શાંતિનું જીવન જીવે. વહુ બહારનાં કામ કરે. સાસુને રસોઈપાણી કરાવે અને ભેગાં મળી ભજન-કીર્તન પણ કરે.

ત્યાં નસીબ આડેથી પાંદડું ખસ્યું ને ગામમાં મોટાંઓને ભણવા માટેની સગવડ થઇ. રૂડી માને રૂખીએ કહ્યું, "મા, ગામમાં મોટાંઓને ભણાવવાના છે. હું એ વરગમાં ભણવા જાઉં તો કેવું?"

રૂડી માને તો જાણે એમ થયું કે વહુ વર્ગમાં ભણવા ગઈ. ભણી-ગણીને પરવારી અને દીકરો વહુને તેડીને શહેરમાં લઈ ગયો. જાણે સપનું જોતાં હોય અને એ સાચું પડવાનું જ છે એવી આસ્થા

બેઠી. એમણે તો એ જ દિવસથી વહુને ભણવા મોકલી.

રૂખી આમ તો સારી હતી જ, હોશિયાર પણ હતી. ભલે ભણતર નાનપણમાં મળેલું નહીં, પણ તેથી કંઈ હોશિયારી થોડી જ જતી રહેવાની હતી? રોજ ભણવા જતી રૂખી હોંશે હોંશે લખવા-વાંચવાનું શીખવા લાગી. બીજાને પણ વર્ગમાં આવવાનું સમજાવવા લાગી. રૂડી માની વાતો તો ગામ આખું માનતું હતું જ. રૂડી માની વહુ જો ભણતી હોય તો ગામની બીજી સાસુઓને પણ શા માટે હિંમત ન આવે? ગામની વહુઓ ભણવા માંડી.

રૂખી તો ઝડપથી વાંચતી-લખતી થઈ ગઈ. રોજ બપોરના વખતે નવરી પડે એટલે રૂડી મા આગળ ભજન વાંચીને ગાઈ સંભળાવે, કથા-વાર્તાઓ પણ વાંચી સંભળાવે. રૂડી મા પણ રાજી રાજી થઈ ગયાં અને ભગવાનને પ્રાર્થના કરે કે દીકરો આવે.

એક દિવસની વાત છે. રૂડી મા કથા સાંભળતાં હતાં અને રૂખી કથા વાંચતી હતી. પડોશની બેત્રણ બહેનો પણ કથા સાંભળવા આવ્યાં હતાં. કથા બરાબર ચાલતી હતી. શુક્રવાર હતો. સંતોષીમાની કથા હતી. સૌ સાંભળવામાં મગ્ન હતાં. રૂખી વાંચવામાં મગ્ન હતી. ત્યાં ટપાલી આવ્યો. બેત્રણ બૂમ પાડી એટલે રૂડી માનું ધ્યાન ગયું. કથા વાંચતી રૂખીને કહ્યું:

"વહુ બેટા, જુઓ તો આંગણામાં કોણ ઊભું ઊભું બૂમો પાડે છે?"

રૂખી તો ઊઠી. બહાર નીકળીને જુએ છે તો ટપાલી હતો. અંદર શું ચાલે છે તેની ટપાલીને ખબર ન હતી. બૂમો પાડવી પડી માટે એ તો ફરીથી ગરજ્યો:

"લો, અહીં અંગૂઠા કરો અને પૈસા લો. અમે તો જાણે તમારા

ગુલામ તે આંગણે આવી બૂમો પાડવાની. . .

હવે ઝટ કરો, અંગૂઠો પાડો અને એંસી રૂપિયા લઈ લો. મારે તો મોડું થાય છે.”

રૂખીએ તો તોય વાંચવા માંડયું અને પછી કહ્યું, “શેના એંસી રૂપિયા? આ તો પૂરા સો રૂપિયાનું મનીઑર્ડર છે. પૂરા સો આપો એટલે હુ સાહી કરું. અંગૂઠો-બગૂઠો હવે નહીં પાડુ, સમજ્યા?”

ટપાલી અને રૂખી વચ્ચે રકઝક ચાલી. ખાસી બોલાચાલી શરૂ થઈ ગઈ, એટલે ઘરમાં બેઠેલી બહેનો બહાર આવી. રૂખી ટપાલીને કહેતી હતી:

“દર વખતે તમે અમને એંસી રૂપિયા જ આપ્યા છે. આજે સોનું ફૉરમ છે અને તમે એંસી આપવાની વાત કરો છો, કોને સમજાવો છો! માટે સીધેસીધી રીતે રૂપિયા સો પૂરા ગણીને આપી દો.”

ત્યાં તો ગામની નિશાળના શિક્ષક ત્યાંથી પસાર થતા હતા. રૂખીએ માસ્તરને બોલાવ્યા. “જુઓ સાહેબ, આ તો સો રૂપિયા લખ્યા છે, આ મને એંસી આપવાની વાત કરે છે. એમને ખબર નથી કે હવે તો મને આવું બધું વાંચતાં આવડે છે. એને સમજાવો, નહીં તો પોલીસ સુધી પહોંચીશ.”

ટપાલી સમજી ગયો. સો રૂપિયા આપી ચાલતી પકડી. માસ્તરે ટપાલીને પૂછ્યું અને સાચી હકીકત જાણી કે દર વખતે વીસ રૂપિયા એણે ઓછા જ આપેલા.

બીજે દિવસે માસ્તરની સમજાવટને કારણે ટપાલી થોડા પૈસા લઈને રૂડી મા પાસે આવ્યો. પગે લાગી રૂપિયાની થોકડી રૂડી માના પગમાં ધરી અને રડતાં માફી માગી, “મા, હુ તો તમારું

બાળક છું. મને ક્યાંથી આવી કુમતિ સૂઝી, મને માફ કરો. બધા પૈસા તો મારી પાસે નથી. આ છે એટલા તમારી સામે ધરી દઉં છું."

રૂડી માએ એનાં આંસુ લૂછ્યાં અને સાંત્વન આપ્યું. પૈસો એક ન લીધો, એને પૈસા પાછા આપ્યા ને બોલ્યાં, "દીકરા, જાગ્યા ત્યાંથી સવાર. હવે આવી ભૂલ ના કરીશ. ભગવાન તારુંય ભલું કરશે."

*　　　*　　　*

સાંભળો . . . સાંભળો. . .

શિક્ષણ ભારતીનું પ્રૌઢશિક્ષણ કેન્દ્ર છે.

સમય નોંધી લેશો. અત્યારે રાત્રિના ૮ વાગીને ૧૫ મિનિટ થવા આવી છે.

"બાપ રે બાપ, આખી જિંદગી છેતરાતો રિયો એમાંથી કેવી રીતે બચવુ ?"

"પ્રૌઢશિક્ષણના વર્ગમાં જવાથી."

"તે તો અમે જઈએ છીએ ને! . . ."

શાબાશ. . . તો જુઓ પ્રૌઢશિક્ષણનો ચમત્કાર. . .બગડેલી બાજી સુધારે પ્રૌઢશિક્ષણ. . . પ્રૌઢશિક્ષણ . . .તૂટેલાં મન સાંધે પ્રૌઢશિક્ષણ. . . પ્રૌઢશિક્ષણ. . .

# ૫. દેવું કરીને ઘી પિવાય?



ગામ નાનું હોય કે મોટું, ગરીબ હોય કે તવંગર, પણ રીતરિવાજ, માન્યતામાં તો એકેએક ગામ સરખું

લગ્ન હોય કે મરણ, ખર્ચ કરવાના એટલે કરવાના જ. પૈસા હોય કે ન હોય પણ ખરચા કોને છોડે? પૈસા હોય .તો પૈસાનો ધુમાડો કરે અને ભારે ખરચા કરે. પૈસા ન હોય તો દેવું કરે પણ વરો તો કરે જ.

સોનાપુર ગામમાં પણ આવું જ. ભગત કથામાં કીધા જ કરે અને લોકોને સમજાવે. પણ લોકો તો માને જ કે બાપનું બારમું ન કરે તો કેમ ચાલે? મરણના ખરચા તો કરવા જ પડે. આપણા ધર્મમાં પણ એવાં જ ભય અને લાલચ અપાય કે મરણ પાછળ

દાન-જમણ આપશો તો મરનારને પહોંચશે. નહીં આપશો તો મરનાર અવગતે જશે. ગરુડપુરાણ વંચાય છે એમાં પણ બ્રાહ્મણોએ પોતાનું તરભાણું ભરવાના નુસખા જ મૂકેલા છે. જીવને ટાઢ લાગે માટે કપડાં આપો. જીવને તાપ લાગે માટે છત્રી આપો. જીવને કાંટા વાગે માટે ચંપલ આપો, વગેરે...

એટલે ફરીથી ભગત સમજાવે કે, "પણ આપણે ભૂલી જઈએ છીએ કે જીવને કાંટા વાગી શકતા નથી, તાપ બાળી શકતો નથી, પાણી પલાળી શકતું નથી, ગીતાજી આવું શીખવે છે." પણ લોકો સમજે ત્યારે ને!

જીવ અવગતે ન જાય માટે બારમાની વિધિ કરે. શ્રાદ્ધ-દહાડા-પાણી કરવામાં ધૂમ ખર્ચા કરે.

પહોંચતો માણસ દેખાદેખીથી વધારે ખર્ચો કરે. ગરીબ માણસ દેવું કરીને કરે. દેવું કરીને પણ ઘી પીએ એવો ઘાટ થાય. હોય એટલું વપરાય, ઘી પીવા માટે દેવું થોડુ જ થાય? આમ ને આમ પ્રસંગ આવે એટલે ભગત લોકોને કથા દ્વારા સમજ આપતા જાય.

એવામાં એક ગરીબ ખેડૂતનો જુવાનજોધ દીકરો મરી ગયો. માંદો નહીં, પથારીમાં પણ નહીં. તાવ નહીં કે રોગ નહીં, પણ સૂતો એ સૂતો, ઊઠ્યો જ નહીં. દવાદારૂનો ખરચ કરવાની તક ન મળી. પણ હવે બારમાનો ખરચ આવીને ઊભો રહ્યો. ભગતે ગરુડપુરાણ વાંચવાનું માંડી વાળ્યું અને તેને બદલે રોજ એક આખ્યાન કરવાનું રાખ્યું. આખ્યાન-કથાઓમાં આત્મા અને પરમાત્માની વાતો, જીવ, તેની સદ્ગતિ-અવગતિની વાતો, વહેમ અને અંધશ્રદ્ધામાંથી બચવાની વાતો ભગતે વણી લીધી.

પાંચ આખ્યાનો સાંભળતાં સાંભળતાં બાપના મનમાં ઊગ્યું,

"જુવાનજોધ દીકરાના લાડવા કોના મોંમાં જઈ શકે? શા માટે જમણ પાછળ ખરચ કરવો? જો પૈસા ધર્માદામાં વાપરું તો શું ખોટું?"

પણ કંઈ એકદમ થોડી જ માંડવાળ થઈ શકે? જમવાનું ન આપે તો દીકરો અવગતે જાય એ વાત મનમાંથી હઠી નહીં. ભગતને મૂંઝવણ જણાવી. ભગતે વચલો રસ્તો કાઢ્યો.

"ઠીક છે. બાજુના ગામમાં અંધશાળા છે. ત્યાં ૫૦ વિદ્યાર્થી રહે છે અને ભણે છે તેને એક ટંક જમાડીએ તો તારા મનને પણ શાંતિ થશે અને પસા દાનમાં વપરાશે." બાપનું મન માન્યું. "જમણ તો થશે જેથી દીકરાનો જીવ ટળવળતો અહીં-તહીં ફરવાનો તો નથી ને!"

આ પ્રસંગ તો ઊકલી ગયો. પણ ભગતને હવે શ્રદ્ધા બેઠી. આ રસ્તે ઠીક લોકોને સમજાવી શકાય એવું તો છે.

હવે જ્યારે પણ કથા-કીર્તન કે આખ્યાન કરવાનું હોય તો મરણના વરા દૂર કરવાની વાતને વણવા માંડી.

થોડા જ વખતમાં સરપંચના ઘેર માઠો દિવસ ઊગ્યો. ટૂંકી માંદગીમાં સરપંચનાં પત્ની મરણ પામ્યાં. સરપંચ બાપડા આ ઉંમરે વિધુર થતાં ભાંગી પડચા. દુ:ખના ડુંગર એમના માથે તૂટી પડચા. કેમે કરી મનને મનાવે પણ મન ઠરે જ નહીં. વારંવાર પોક મૂકીને રડી ઊઠે.

ભગતને બોલાવ્યા. અહીં ભગતે ગરુડપુરાણને બદલે ગીતાનો પાઠ માંડચો. જીવ અને જીવના કલ્યાણની વિગતો કથા સાથે વણી લીધી. ખોટા ખરચાથી જીવનું કલ્યાણ નથી થતું. પણ સદ્દમાર્ગે વપરાતા પૈસાથી જીવનું ખરું કલ્યાણ થાય છે.

"ગામમાં લોકોને લાડવા ખવડાવવામાં ખર્ચ કરવા માટેના

પૈસા દવાખાનું, ધર્મશાળા, પાણીની ટાંકી, નિશાળ બંધાવવામાં કે રસ્તા બનાવવામાં ખરચાય, તો મરનારની પાછળ પુણ્યકાર્ય થયું કહેવાય અને વરસો સુધી લોકો મરનારને યાદ કરે એ વધારાનું..."

ભગતની આવી આવી વાતો સાંભળી ઘણાને મનમાં થતું કે વાત તો સાચી છે, પણ પહેલ કરે કોણ અને કેવી રીતે?

સરપંચે વિચાર્યું, "આ પહેલ મારે જ કરવી. મારી પત્નીની યાદગીરીમાં લાડવા પાછળ ખર્ચ ન કરતાં ગામમાં દવાખાનું બંધાવું." અગિયારમે દિવસે સરપંચે જાહેર કર્યું અને બારમાનો ખોટો વરો ન કરતાં ગામમાં ધર્મકાર્ય પાછળ, લોકકલ્યાણના કામ પાછળ એ પૈસા વાપરવાનો નિર્ણય કરી પૈસા પંચાયતને આપી દીધા. ગામમાં એક દાખલો બેઠો અને નક્કી કરવામાં આવ્યું કે...

પહોંચતો માણસ પણ ગ્રામવિકાસના કામમાં પૈસા આપી બારમાનો ખર્ચ ટાળે અને ગરીબ માણસ દેવું કરી ઘી પીવાને બદલે એની શક્તિ હોય એટલું જ ગ્રામવિકાસના કામમાં નોંધાવે.

બધાંને ગમે એવી, ગળે ઊતરે એવી વાત હતી. પછી શા માટે કોઈ પણ એનો વિરોધ કરે?

સોનપુર ગામમાંથી બારમાના વરા બંધ થતાં ગરીબો માટે દેવું કરવાનું ટળ્યું અને ગામમાં દવાખાનું ઊભું થયું. દરેક જણ મરણ પાછળ ફંડમાં જ પૈસા આપે તો ગામ નંદનવન થાય જ.

* * *

સાંભળો...સાંભળો...

શિક્ષણ ભારતીનું આ પ્રૌઢશિક્ષણ કેન્દ્ર છે.

સમય નોંધી લેશો. અત્યારે રાત્રિના ૮ વાગીને પંદર મિનિટ થવા આવી છે.

તમારા ગામને નંદનવન બનાવવું છે? તમારા ગામને નીરોગી બનાવવું છે?

કેમ નહીં? અમારે ગામને ગોકુળિયું બનાવવું છે.

પણ કેવી રીતે!

"ગામમાં લગન-મરણના ખોટા ખરચા બંધ કરીને."

કેવી રીતે?

"સદ્મારગે નાણાં વાપરીને."

કેવી રીતે?

"મરનારની યાદમાં નિશાળ, ધર્મશાળા, દવાખાનું, જળાશય વગેરે બંધાવીને."

અરે વાહ, આ તો બહુ જ સારું!

ગાન : ગામને ગોકુળિયું બનાવવા
ફીમિયા શીખવે પ્રૌઢશિક્ષણ ... પ્રૌઢશિક્ષણ ...

# ૬. સગર્ભા નીલા



(કઠપૂતળી નાટક)

પ્રસંગ : દાદીમા છીંકણીનો સડકો લેતાં બેઠાં છે. છીંકણી સૂંઘતાં કાન દઈને સાંભળે છે. પડદા પાછળ ઊલટી અને ઊબકાના અવાજો આવે છે. નીલાને ઊલટી થાય છે અને સરસ્વતીને ઊબકા આવે છે. (અવાજો....એ....એ....એ....હે...ઇ...યાં)

દાદીમા : "વહુ, એ વહુ... (ઊલટી-ઊબકાનો અવાજ) ક્યાં મરી ગયાં બધાંય? રેખા, વહુ, સંભળાતુંય નથી?...એ કોણ ઊલટી કરે છે?"

રેખા : (દોડતી દોડતી) આ રહી. દાદીમા, કેમ બૂમો મારો છો? એ તો ભાભીને ઊલટી થાય છે. જુઓ તો ખરાં, પેટમાં

ખાધેલું કશુય ટકતું નથી.

દાદીમા : બેટી, એ તો મા બનવાની ને. . . તેની નિશાની છે. વહુ બેટા, ગભરા નહીં. રેખા, ભાભીને આદું આપ. વહુ બેટા, આદું મોંમાં રાખ અને ચૂસ્યા કર. મોં સારું થઈ જશે.

રેખા : (નાચતીકૂદતી દાદીમા પાસે જઈ દાઢી પકડી કાલાં કાઢે છે) સાચું બોલો દાદીમા, હું ફોઈ થવાની ને? ભત્રીજાની કે ભત્રીજીની? (દોડતી જઈ ભાભીને ખેંચી લાવી) દાદીમા, જુઓ આ ભાભી પણ આવીને તમારી ગોદમાં બેસી ગયાં. બિચારાં કેટલાં હાંફે છે?

દાદીમા : (વહુને વાંસે હાથ પસવારતાં) વહુ બેટા, આ તો મા બનવા-ની પહેલી નિશાની છે. ગભરા નહીં. થોડા જ દિવસમાં બધું સારુ થઈ જશે. થોડુ થોડું ભાવે એ રીતે ખાતી જા, થાય એટલું કામ કરતી જા અને આનંદથી હરફર.

નીલા : દાદીમા, શું કરું? કશું ખાવાનું ભાવતું જ નથી ને? ખાવા બેસું છું અને મન ઊઠી જાય છે. (સરસ્વતી ઊબકા ખાતી ફરે છે.)

દાદીમા : લે, આ સરસ્વતી પણ મા બનવાની લાગે છે. કેમ, તનેય ખાવું ભાવતું નથી શુ? (સરસ્વતી ઊબકા ખાતાં ખાતાં) હા દાદીમા, ભૂખ જ નથી લાગતી ને. . .! પછી ખાય જ શું?

દાદીમા : સાંભળો, બન્ને વહુઓ ધ્યાન દઈને સાંભળો. થોડુ થોડું ખાવ. અકરાંતિયાપણું ન કરો. ભાવે એવુ જ ખાઓ. તેલ, મરી-મસાલા થોડાં ખાઓ. હલકો ખોરાક લો. બાફેલાં શાક-ભાજી ખાવાનાં રાખો. રોટલો ચાવીને ખાશોને, મીઠો લાગશે.

સાથે ચોખ્ખું તાજું દૂધ લો. ખાંડને બદલે ગોળની ગાંગડી ખાવી. ઋતુ પ્રમાણેનાં ફળ લો. તેમાંય પપૈયું અને કેળું તો લેશો જ નહીં. ભાત ઓછો અને દહીં, છાશ, આમલી બિલકુલ ન લેવાં. રોજ સવારે એક પ્યાલું દૂધ અને સાંજે સૂવા ટાણે એક પ્યાલું દૂધ લો. શરીરને પોષણ મળશે, તમારું શરીર સારું થશે અને ગર્ભનું બાળક પણ પોષાશે.

નીલા : દાદીમા, આપના આશીર્વાદ અને સલાહથી અમે અમારું નવું જીવન બનાવીશું.

સરસ્વતી : પણ દાદીમા, અમારે કપડાં કેવાં પહેરવાં તે તો સમજાવ્યું જ નહીં.

દાદીમા : બેટી, આજની તમારી આ ચપોચપ ચોંટેલાં કપડાંની ફેશન હમણાં છોડી દો, ઢીલાં અને ખૂલતાં કપડાં જ પહેરો. આ નાઇલોન-ફાઇલોન છોડો. સુતરાઉ કપડાંમાં હવા આવતી-જતી રહેશે, પસીનો બહાર નીકળી જશે. થોડે થોડે દિવસે દાક્તરની સલાહ લેવાનું ભૂલતાં નહીં, સૌ સારાં વાનાં થશે.

રેખા : દાદીમા, હવે તો ભાભી મા બનવાનાં એટલે એમણે કામ કરવાનું જ નહીં ને?

દાદીમા : અરે ગાંડી, કામ નહીં કરે તો બચ્ચું પોષાવાનું કેવી રીતે? એટલે થાય એવું અને એટલું કામ રોજ જ કરવાનું, સમજી?

નીલા : દાદીમા, અમારે દાક્તર પાસેથી કેવું માર્ગદર્શન મેળવવું?

દાદીમા : વહુ બેટા, તેં સારું યાદ કરાવ્યું. લેડી દાક્તર પાસે જઈ તમને જે કંઈ થતું હોય તેની વાત માંડીને કરવાની. એ કહે તે બધી જ તપાસ કરાવી લેવી. દા. ત. લોહી તપાસવું, ઝાડો-

પેશાબ તપાસવાં. વજન કરાવી લેવું, બ્લડપ્રેશર મપાવવું અને જ્યારે જ્યારે દાક્તર તમને બોલાવે ત્યારે પહોંચી જ જવું, એમાં આળસ કામની નહીં અને રેખલી, ગાંડાં ના કાઢ. હવે તારે ભાભીને હેરાન નહીં કરવાની. એને તો તારે આનંદમાં જ રાખવાની. વહુ, જરાય જીવ ખાટો ના કરવો, મોં નહીં બગાડવું. જાઓ બેટા, ખુશ રહો અને આવનાર બાળકના સ્વાગતની તૈયારી કરો.

રેખા : હાં, હાં ભાભી. દાદીમા, હવે તો હું ડાહીડમરી બની જઈશ, ભાભીને હસાવતી જ રહીશ. ચાલો (સૌ જાય છે, પડદો પડે છે. પડદા પાછળ ગીત સંભળાય છે. ખોળાનો ખૂંદનારો માડી દેજો...રે...)

દાદીમાનો અવાજ : ચાલો, ગાંડી ના થતી. એક જ માગજે. બેથી વધુ માગવાની ભૂલ તો કરતી જ નહીં હો !

**સ્વાધ્યાય**

નીચેનાં વાક્યો સારા અક્ષરે લખો.

૧. એક જ માગજે.

૨. બેથી વધુ માગવાની ભૂલ તો કરતી જ નહીં.



# નિરક્ષરતા નિવારણ સંપુટ

પ્રૌઢશિક્ષણ તાલીમ અને સંશોધન-કેન્દ્ર
ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ-૩૮૦ ૦૧૪